# શ્રી
# ભજનસાગર.

तगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे
तरुवरशाखालेखिनी पत्रमुर्वी ।
ति यदि गृहीत्वा शारदा सर्वकालं
दपि तव गुणानामीश पारं न याति ॥ १ ॥

નીલગીરી પર્વતના જેટલી સાહી હોય, મહા
સાગર જેવડો ખડીયો હોય, સર્વે દેવતાઇ
ઝાડોની કલમ બનાવી હોય, પૃથ્વીના
પડ જેવડો કાગળ હોય, અને સર્વેથી
સરસમાં સરસ લખવાવાળી શા-
રદા સદાકાળ લખ્યા કરે, તો
પણ, હે ઇશ્વર ! ત્હારા
ગુણનો પાર આવે
નહીં.

૧ કિંમત એક પૈસો.

# नारायण नारायण नारायण.

હે પ્રભુ, તમે એક છો, અખંડ છો, અનંત વ્યાપક છો, નિર્વિકાર છો, સર્વાધાર છો, સકળ વિશ્વ સ્વામી છો, અને સર્વ શક્તિમાન છો. તમે સર્વ ગુણોના નિધિ છો, તમે દયાના સાગર છો, અને અધમ ઉદ્ધારણ છો. તમારો મહિમા અગાધ તમારૂં ડહાપણ અપાર છે, તમે રાજાઓના રાજા દેવોના પણ દેવ છો, અને તમારી અકળ ગતિનો પાર પામી શકતું નથી. હે મહામંગળકારી આ સચ્ચિદાનંદ પરમ કૃપાળુ પવિત્ર પિતા મહાન ઇશ્વ તમારા એવા ગુણો ને મ્હોટાઇમાં મ્હારૂં મન કરવા માટે અને તમારી સત્ય સેવા કરવાને ખાતર, અંતઃકરણના પ્રેમથી માનપૂર્વક હજારો હજાર પ્રણામ કરૂં છું.

ॐ

# परमात्मने नमः

( ગીતિ )

શરણે રહી તમારે, ધ્યાન તમારૂં હૃદય વિશે ધરીયે;
રન ભજનકીર્તનકરી, શિરસાષ્ટાંગે પ્રણામપ્રભુકરીયે.

૧

દેવ જયદેવ,

જય જગકર્તા, પ્રભુ જય જય જગ કર્તા,
યત તું ભવભર્તા (૨) હરકત સંહર્તા—જયદેવ૦
ગુ પરમ પરાક્રમી, પ્રભુ વિભુપરમાત્મા—પ્રભુ પ્રભુ૦
ગ કળાધર શ્રીમત (૨) ધીમત પરમાત્મા—જયદેવ૦
સચરાચર સ્વામી, બળવંત બહુનામી—પ્રભુ બળ૦
ામળ મંડળ વિશ્રામી (૨) ધ·ય અચળધામી—જય૦
ત્વ સકળ ગુણ તારા, સર્વ થકી સારા—પ્રભુ સર્વ૦
ંતર્યામી અમારા (૨) પ્રાણથકી પ્યારા—જયદેવ૦

---

* આ પદો અમદાવાદ વાળી ઇશ્વર પ્રાર્થનામાળામાંથી રજા લઇને લીધાછે.

કરૂણા કર ઉપકારી, ધર્મ બિરદ ધારી–પ્રભુ ધર્મ૦
તેં ભવપાર ઉતારી (૨) અગણીત નરનારી–જયદેવ૦
તુજ મહિમા બહુ મોટો, શુભ તારી શકતી–પ્રભુ શુભ૦
સુરનર મુનિવર માગે (૨) ભલી તારી ભક્તિ–જયદેવ૦
હે હરિ! હરકત હરજે, કરૂણા ઘણી કરજે–પ્રભુ કરૂણા૦
અભય કરણ આદરજે, (૨) ઉર અરજી ધરજે–જગદેવ૦

ક. દ. ડા.

૨

પ્રભુ છો મંગળકારીરે, મહેશ્વર ભવભય હારી (ટેક)
બ્રહ્મ સચ્ચિદ્દઘન મુક્તિ પ્રદાતા, સકળ સૃષ્ટિના ભૂપ;
એક અખંડ ચરાચર સ્વામી, અનુપમ શાંતસ્વરૂપ–પ્રભુ૦
જયજયજયજયજયજગદીશ્વર, જય પ્રભુ કરૂણાનિધાન;
જય પરબ્રહ્મ પરેશ્વર દાતા, જય શુદ્ધ શક્તિમાન–પ્રભુ૦
સૃષ્ટ વસ્તુથી ભિન્ન છતાં છો, અંતર્યામી ઈશ;
શુદ્ધ ભક્તિમાંલીનકરીલો, એજ માગું જગદીશ-પ્રભુ૦
શરણપણું તારૂં ગ્રહણ કીધું છે, રાખી મને વિશ્વાસ;
ચરણપ્રત્યે પ્રભુ રાખો અમોનેજાણી પોતાનોદાસ-પ્રભુ૦

(પ્રભુપ્રાર્થનામાળામાંથી)

૩

સર્વે ગુણ સંપન્ન સ્વામી રે, સ્તવું તુંને અંતર્યામી (ટેક)
જય જગત્રાતા વિશ્વવિધાતા, સદ્‌ગુણ દાતા મહેશ (૨)
મહામુનીશ્વર તુજ ગુણ ગણતાં, પાર ન પામ્યા લેશ–સર્વે૦
એક અજાત અદ્વિતીય તમે છો, પુરણ બ્રહ્મ પરેશ (૨)
અદ્‌ભુત તારી કૃતીયો જણાયે, વિશ્વ વિશે વિશ્વેશ–સર્વે૦
ઓ પ્રભુ તારી પ્રભુતા મોટી, વાણીથી નવ વર્ણાય (૨)
પરમ કૃપાળુ પરમ પ્રેમાળુ, પરમ ન્યાયી છો સદાય–સર્વે૦
નમી નમીને પ્રેમ થકી હું, વિનવું જોડી હાથ (૨)
મોક્ષગતિ મનેઆપો પ્રભુજી, શરણેઆવ્યોછું નાથ–સર્વે૦

( પ્ર. પ્રા. )

૪

* પ્રભુ સર્વ શક્તિમાન, કરુણા કૃપાનિધાન
ધરીયે તમારૂં ધ્યાન સન્નિધ પધારો;
ભગવત તું સમાન, નથી કોઇ બળવાન
સંકટ સેવક તણાં સઘળાં નિવારો—પ્રભુ સર્વ૦
અનુગ્રહ ઉપકાર, કરો તમે વારંવાર
ચિત્તથી તમારા પ્રભુ કદી ના વિસારો;

કીધાં બહુ અપરાધ, ક્ષમા કરો વિશ્વનાથ
વિભુ માત તાત તમે કરૂણા વિસ્તારો—પ્રભુ સર્વ૦

૫

* મંગળ છે નામ તારૂં, મંગળ છે ધામ તારૂં
મંગળ છે કામ તારૂં, ત્રિભોવન નાથ તું;
તુજ પદ છે વરદ, કૃત કર્મ ફળ પ્રદ
અવ્યક્ત અખંડ એક અકળ અબાધ તું—મંગળ છે૦
એવો તું પ્રભુ મહાન, સઘળે વિરાજમાન
જાણી લે બધી અમારી, અંતરની વાત તું;
અવગુણ છે અગાધ, ગણના ન થાય નાથ
તરવું છે તારે હાથ પ્રભુ માત તાત તું—મંગળ છે૦

૬

* અભિવંદન પ્રભુ પદે હું કરૂં (૨)
પ્રભુ શરણુ રહી શુભ ધ્યાન ધરૂં—અભિવંદન૦
પરમાત્મા પરમેશ તમારૂં (૨)
મંગળ નામ સદા હું સ્મરૂં—અભિવંદન૦

હૃદય વિશે વિશ્વેશ તમારી (૨)
પ્રેમળ ભક્તિ હું પૂર્ણ ભરૂં—અભિવંદન૦
દુસ્તર ભવ સિંધુથી પ્રભુની (૨)
પરમ કૃપાથી હું સત્ય તરૂં—અભિવંદન૦

૭

જય જગપાળ દયાળ હરિ તું,
અમને સુમતિદે કરૂણા કરી તું—જય જગપાળ૦
જેથી અમે તારૂં ચિંત્વન રોજે,
કરીયે ઊલટથી મગ્ન રહી મોજે—જય જગપાળ૦
સુરજ ચંદ્ર ગગનના તારા
અદ્ભુત એ છે ચમત્કાર તારા—જય જગપાળ૦
ભોગવીએ સુખ અહીં તુજ નામે,
ઠરીએ નીરાંતે પછી સ્વર્ગ ઠામે—જય જગપાળ૦

૮

દયાળુ જગસર્જનહાર રે, દીનના દુઃખહરનાર રે (ટેક)
તું કારક પ્રતિપાળક તારક, નિર્મળ નિત્ય ઉદાર;
ક્ષમાકૃપારૂપનેત્રેનિદ્રાળીને, હીણુઅધર્મીનેઉદ્ધારરે-દયાળુ.

ક્ષુદ્ર વિષયના ક્ષણિક સુખસારૂકાપ્યાં જગકપટોનિરધાર;
સ્વાર્થસંતાપ્યાસાધુસુશીલજન,તેઅપરાધવનિવારરે-દયાળુ
અંતસમય મનેઅન્યનસુઝેપ્રભુ, તુંવિણ કોણ સુખકાર;
કુટિલદુષ્ટદીનેસુમાર્ગેસુઝાડીભવસાગરપારઉતારરે-દયાળુ

૯

પ્રભુ દીનદયાળુ, પરમ કૃપાળુ, કરૂણાળુ કૃપાનાથ;
એછેરાજાનોરાજા, મોટો મહારાજા,સ્વર્ગના રાજાની સાથ.
નથીઅન્યકોઈએવો,બીજો જેવો,સેવા જેથી જાય દુઃખ;
તમે તેને તજીને, બીજો ભજીને, શું સજી લેશો સુખ.
એણે પશુને સર્જ્યા પક્ષિને સર્જ્યા,વનફળને ફુલ ઝાડ;
એણે સુરજનેસર્જ્યો,ચંદ્રનેસર્જ્યો.પાણીસર્જ્યાઅનેપહાડ.
એના શુક સનકાદીક, નારદને વળી શારદ ગાય છે ગીત;
એને શેષ મહેશ, સુરેશ ગણેશ, દિન રટે છે નિત્ય.
રૂષિ સહસ્ત્ર અઠયાસી. સિદ્ધ ચોરાશી, શાસ્ત્રનપાસીનેજો;
પ્રભુ દીન દયાળુ, પરમ કૃપાળુ, કરૂણાળુ કૃપાનાથ.

## ૧૦

જય જય જગતકર્તાર ભવ ભર્તાર તું ભગવંત છે,
અત્યંત તું શ્રીમંતને ઐશ્વર્યવંત અનંત છે.
તું તારનાર ઉગારનાર નિવારનાર અનીષ્ટનું,
તું સ્થાપનાર ઉથાપનાર તું આપનાર અભીષ્ટનું.
તું સકળ સ્વામી અમલ નામી ધામી અવિચળ ધામનો,
શશી સૂર્ય શૈલ સમુદ્ર સૌ સ્રજનાર તુંજ તમામનો.
પ્રભુ તુજ ચરિત્ર વિચિત્ર ચિત્ર ચિત્ર જગત પવિત્ર છે,
ધુની વાયુ વારી પ્રવાહિની દશ દીશ તુજ વાજીંત્ર છે.
તું તૃણુ તણો પર્વત કરે પર્વત તણું તૃણ તું કરે,
સ્મરતાંજ સત્ય સહાય થઇ તું હદ વિના હરકત હરે.
તુજ અકળમાયાસકળસ્થળ પ્રભુ પ્રબળ બળછેતુજતણું,
ઘટઘટતણી ઘડી સુઘડ ઘટના ઘટિત કાર્ય કર્યું ઘણું.
ભયભીતનો ભય ભાગીને ભવસુખ ભરે ભગવાનનું,
ગુણગાન સુણીને કાનથી દેછે અમરપદ દાનનું.
પ્રભુ ગરીબના પોકાર તું સુણનાર સત્ય સમર્થ છે,
બકવાદ તુજ જશ બાદ વાદ વિવાદ સઘળા વ્યર્થ છે.

તું એક ઇશ હરેક જનનો નામ ભિન્ન અનેક છે,
તું સર્વની અરજી સુણે છે નિયમ તારો નેક છે.

૧૧

તમે સર્વ સંસાર વિસ્તાર કીધો,
તમે સર્વ ને સુખનો સાધ દીધો.
તમે વિશ્વ વિશ્રામના ઠામ જેવા,
દયાળુ તમોને નમું દેવદેવા.
તમે પૃથ્વી સાથે સ્રજ્યા સર્વ પ્રાણી,
તમે વેદ વિદ્યા વિશેષે વખાણી.
તમે માણુસોને દીધા મીષ્ટ મેવા,
દયાળુ તમોને નમું દેવદેવા.
તમારા ગુણો શેષ મહેશ ગાવે,
તમારા પુરા પાડનો પાર ન આવે;
તમે છો ત્રિલોકી તણા તાત જેવા,
દયાળુ તમોને નમું દેવદેવા.
ભજે શેષને શારદા ચંદ્ર ઈંદ્ર,
ભજે આપને નિત્ય મોટા મુનીંદ્ર.

સદાશિવ જેવા સજે નિત્ય સેવા,
દયાળુ તમોને નમું દેવદેવા.

ક. દ. ડા

## ૧૨

તું અગાધ પરબ્રહ્મ નિરંજન, કો અંત તોહીં લહેરે,
અજર અમર અવિગત અવિનાશી, કૌન રહનિશ્ કહેરે-તું૦
બ્રહ્માદિક સનકાદિક નારદ, શેષ હું અગમ કહેરે,
સુંદરદાસ બુદ્ધિ અતિ થોરી, કૈસે તોહીં ગ્રહેરે-તું૦

## ૧૩

તું અગાધ, તું અગાધ, તું અગાધ દેવા,
નિગમ નેતિ નેતિ કહે, જાને નહિ ભેવા-તું૦
બ્રહ્માદિક વિષ્ણુ શંકર શેષ હું બખાને;
આદિ અંત મધ્ય તુમહીં, કોઉ નહીં જાને-તું૦
સનકાદિક નારદાદિક શારદાદિક ગાવે
સુરનર મુનિજન ગંધર્વ, કોઉ નહીં પાવે-તું૦
સાધ બિધ થકિત ભયે, ચતુર બહુ સ્યાને;
સુંદરદાસ કહા કહે, અતિ હા હૈરાને તું૦

૧૪

જોને જગત કર્તાને, નથી એ પ્રભુ અળગો;
વેશો જોતાં વિશ્વનો, જડ મુળને વળગો-જોને.
ભાસ જેવો ભાનુ તણો, ત્રણે લોકમાં પડીગો;
ચંદ્ર તારા ચળકી રહ્યા, દેખે સહુની આંખડીગો-જોને.
વ્યાપક સઘળા વિશ્વમાં, એ છે અંતરજામી;
જીવ સકળ રહે જીવતા, એની સત્તા પામી-જોને.
ઇશ્વરની સત્તા વડે, વદે વિધ વિધ વાણી;
ૐકાર રૂપે એ હરિ, જપે જીવ તે જાણી-જોને.
જળજંતુ જળમાં ઘણા, ઉપજે જળ જોગે;
તે જીવે તેના વડે, મરે તરત વિજોગે-જોને.
એમ પ્રભુને આશરે, જીવે સહુ પ્રાણી;
ઉપજાવે આપે વળી, પાળે પ્રિય જાણી-જોને.
ચતુરતા સરજનહારની, સહુ હામે સરખી;
પરમ શકિત પ્રભુને વિશે, પ્રાણી જોનેપરખી-જોને.
ભુલી પ્રભુને જે ભમે તે અધમ અભાગી;
જન છોટમ જગદીશને, ભજરે ભ્રમ ત્યાગી-જોને.

## ૧૫

નથીરે અજાણ્યું મારા નાથનું, જે છે અંતરજામી;
તું નથી લેહતો તેહને, એ તો તુજમાં ખામી—નથી૦
વ્યાપક સઘળા વિશ્વમાં, જોને શકિત છે જેની;
અણુએ અજાણ્યું નવ રહે, અદ્ભુત ગતિ એની—નથી૦
વીજળી કેરા તારમાં, વાત જાય છે વહેલી;
જાણ શકિત જગદીશની, જાણવે કરતા પહેલી—નથી૦
જીવન દોરી જીવની, જગદીશને હાથે;
પ્રાણી માત્રના પિંડની, જાણ્ય સઘળી સાથે—નથી૦
આપણે અંગે જે અડે, મન ઝટપટ જાણે;
સહુના મનનું શ્રીહરિ, પરખે એજ પ્રમાણે—નથી૦
જ્ઞાન ઇંદ્રિય અને મનવડે, કૃત્ય જે જે કરવું;
માઠું કરતાં મન વિશે, ઇશ્વરથી ડરવું—નથી૦
પ્રાણી તણા પુણ્ય પાપનું, જેના હાથમાં પાનું;
સાક્ષી સર્વે કર્મનો, તેથી કયમ રહે છાનું—નથી૦
હુકમ હરીનો શિર ધરી, કામ સઘળાં કરીએ;
છોટમ તેની કૃપા થકી, ભવસાગર તરીએ—નથી૦

## ૧૬

તું તો ન્યારો રહીને ખેલેરે નારાયણારે (ટેક)
તારી ઇચ્છા તે સૌ માયા, તેમાં સઘળાં ભેદ સમાયા;
તું નિર્ગુણ પણ ગુણ તુજમાં દીસે ઘણાંરે—તું તો૦
પવન પાવકનો પીંડ બનાવે, તેમાં ચૈતન્ય તારૂં આવે;
તુજ ડહાપણ જોતામાં કાંઇ નહીં મણાં રે—તું તો૦
નટ જેમ પટને ઓથે રહેછે, સકળ પુતળાં નાચ કરેછે;
તેમ તારા કરમાં સર્વેના તાતણાં રે—તું તો૦
એક કળે સૌ જગત હલાવે,ચમકદૃષ્ટિ જેમ લોહ ચલાવે;
ઇચ્છા જ્ઞાન ક્રિયા ગુણ તારા સોહામણા રે—તું તો૦
તું ખેલે છે બાજી તારી, એમાં ન પહોંચે બુદ્ધિ અમારી;
છોટમ તુજને ભજતાં ભાંગે ભ્રમણારે—તું તો૦

## ૧૭

કૃપાસિંધુ ઇશ એક અવિકારી;
વિના વિશ્વ-હાંહાંરે વિના વિશ્વ બધું નાશકારી-કૃપા૦
થાપો ઉથાપો જગતની કૃતિની, અનહદ લીલા વધારી;
તહને તત્વનો પાર ન પામે,તો શેષમતિ જાય હારી-કૃપા૦

દીનદયાળ જગતપ્રતિપાળક, ટાળ વિપત્તિ હમારી;
ભકતોનુંરક્ષણ પોષણકરીને દાખવી છે બલિહારી-કૃપા૦
પ્રેમે પ્રભુપત નિત્યકરીને, માગીએ રોજ મુરારી;
કાનચરણશરણેનિત્ય રાખો, તોમનોવિકાર વિદારી-કૃપા૦

૧૮

વિઠ્ઠલ વિશ્વાધાર, પ્રભુ તું વિઠ્ઠલ વિશ્વાધાર (ટેક)
આજગનો સ્રજનાર પ્રભુ તું વિઠ્ઠલ વિશ્વાધાર-પ્રભુ તું.
બ્રહ્મ ઇંદ્રાદિક દેવતા, જેને નમે છે આજ;
તે પરમેશ્વર સર્વના, પુરે મનના કાજ-પ્રભુ તું.
લક્ષ્મીજી પણ જેહના ચરણ સેવે છે નીત,
તે પ્રભુજીના પદ વિશે, ચોંડી રાખજો ચિત-પ્રભુ તું.
ગૌતમ અત્રિ વસિષ્ટથી, જેના પદ સેવાય;
એવા દેવ ભજયા થકી, પાપ આપણા જાય-પ્રભુ તું.
ધ્રુવ પ્રહ્લાદિક ભકતથી, ભજન જેહનું થાય;
પુરૂષોત્તમ સેવ્યા થકી, કોટિ યજ્ઞ ફળ થાય-પ્રભુ તું

---

## ૧૯

હમતો કૃષ્ણ છબીલો ગાવે (ટેક)
તેરો નિર્ગુન બ્રહ્મ હમે નહીં ભાવે હમતો૦
ગિરધર ગુણ રૂપકે રાગી (૨)
બ્રહ્મ ભજે જે કોઇ હોય ઉદાસી-હમતો૦
જલકું કયા સુખ હોય જલપાના (૨)
લવણ કહાં સુખ સિંધુ સમાના-હમતો૦
જયામેં દાસ ભાવ ઉઠ જાવે (૨)
જુગલ નહીં વહાં કયા સુખ પાવે-હમતો૦
દાસ સદા હમ આંજી સ્વામી (૨)
માગે દયો ગુરૂ પદ શીશ નામી-હમતો૦

## ૨૦

પ્રેમની વાત છે ન્યારી,
ઓધવજી પ્રેમની વાત છે ન્યારી ( ટેક )
પ્રેમની વાતુંમાં ઓધા તમે શું જાણો,
બીજા શું જાણે સંસારી—ઓધવજી૦

પ્રેમની વાતુંમાં ઓધા બ્રહ્માજી ભુલ્યા,
વેદ મેલ્યા છે વિસારી—ઓધવજી०
તમારો રંગ ઓધા રંગ છે પતંગનો,
અમારો રંગ છે કરારી—ઓધવજી०
વેદ શાસ્ત્રમાં ઓધા સ્ત્રી નવ તારી,
વ્રજ વનિતાને કેમ તારી—ઓધવજી०
વલ્લભના સ્વામી પ્રભુ રસિક શિરોમણિ,
નિસરવા નથી બારી—ઓધવજી०

२१

વહાલો પ્રેમને વશ થયા રાજી રે
એમાં શું કરે પંડિત ને કાજી રે—વહાલો०
કરમા બાઇનોઆરોગ્યા ખીચડો,નેવિદુરની ખાધીભાજી;
જુઠા બોર શબરીના ખાધા,
વહાલે છપ્પન ભોગ મેલ્યા ત્યાગી રે—વહાલો०
વિદૂરને ઘેર શ્રી કૃષ્ણ પધાર્યા, ને કેળા આણ્યાતા માગી;
ગર્ભ કાઢી નાંખીને છાલ ખવરાવી,
વહાલે તોએ ન જોયું જાગી રે—વહાલો०

ગુણુકા હતી તે પોપટને પઢાવતી, ને તેમાંથી લેહલાગી;
ભગવાન હતા તે સહેજમાં મળ્યા;
એની સંસારની ભ્રમણા ભાંગી રે—વહાલો૦
ભકતની લોક નિંદા કરે, ને જગત થયું છે પાજી;
ભલે મળ્યા મહેતા નરસિંહનો સ્વામી,
માથે ગિરધર રહ્યો છે ગાજી રે—વહાલો૦

૨૨

મારી બાળપણાની પ્રીતું રે કાંઈ નાનપણાનો નેણો રે
ઓધા મંદીરીએ આવજો રે ( ટેક )
જોઈ જોઈને હોરીએ જાતું
બીજા વિનાની ન પડે ભાતું;
ભાર ઝાલે બીતું રે-કાંઈ ભાર ઝાલે બીતું રે-ઓધા૦
દાસી ઉપર નવ કરીએ દાવો
મારે મહોલે નવ આવે માવો
આવડો અભાવો રે-કાંઈ આવડો અભાવો રે-ઓધા૦
આવોને વાલમ કરીએ વાતું
તમ વિના હવે નથી રહેવાતું
આવડી એકાંતુ રે-વહાલા આવડી એકાંતુ રે-ઓધા૦

જીવણદાસની ભાંગીયું ભ્રાન્તું
ચરણદાસની પુરીયું શાંખું,
વરસીયું શુંવાતું રે!-વહાલા વરસીયું શુંવાતું રે-ઓધા૦

૨૩

વારી જાઉં રે શામળીયા શરણે રાખજો રે (ટેક.)
અધમ ઉદ્ધારણ તમે સ્વામી
હું કપટીને ક્રોધી કામી (૨)
મહેર કરી ને માવા હૃદયે રાખજો રે—વારી૦
હરિ સ્મરણ મેં કાંઇ ન કીધું
ધાઇ ધુતી ધન ભેળું કીધું (૨)
શરણે આવ્યો છું નાથ મુંને સંભાળજોરે-વારી૦
નારાયણનું નામ ન જાણ્યું
પરદારામાં મન લપટાણું (૨)
વિનંતિ મારી છે એક અરજ ઉર ધારજોરે-વારી૦
લખીરામના સ્વામી શામળીયા
મહેર કરીને મુજને મળીયા (૨)
મળીયા સાને સવાયું લહેરું આવજો રે-વારી૦

## ૨૪

દિલ લગાય રામ ફકીરીમેં,
દિલ લગાય રામ ફકીરીમેં (ટેક)
રામ ફકીરી અદલ ફકીરી,
ચારા ખૂટ જગીલામેં - દિલ૦
જો સુખ મિલતા રામ ભજનમેં,
સા સુખ નાહીં અમીરીમેં—દિલ૦
કહત કબીરા સુનો ભાઇ સાધુ,
સાહેબ મિલતા સબુરીમેં—દિલ૦

## ૨૫

મેં તો હરિગુણ ગાવત નાચુંગી
નાચુંગીમે તોનાચુંગીમેં તો હરિગુણગાવત નાચુંગી(ટેક)
અપને મેહેલ બેઠબેઠ કર, ગીતા ભાગવત બાચુંગી મેં તે
જ્ઞાનધ્યાનકીગઠરી બાંધકર, હૃદય કમળમેં રાચુંગી-મેં તો
મીરાં કહે પ્રભુ ગિરધરનાગર,સદા પ્રેમરસચાખુંગી-મેં તો

૨૬

મેં ભરોસે અપને રામકે, મેં ભરોસે અપને રામકે (ટેક)
ઔર નહય કછુ કામકે મેં ભરોસે અપને રામકે—મેં૦
જો માગે સો દેત પદારથ, વારી જાઉ ઇસ નામપે—મેં૦
દોઉ અક્ષર હએ સબ કુલતારક, અંતદેતસુખધામકે—મેં૦
તુલસીદાસ પ્રભુ નામ દયાઘન, ઔર દેવ સબ નામકે—મેં૦

૨૭

કૃષ્ણ રામા રામા રામા, કૃષ્ણ રામા રામા રામા;
રામા રાયા રઘુબારે, રાયા રઘુબારે—કૃષ્ણ૦
નામ ગેઉન કરે ધંધા, ( ૨ )
ત્યાલા સમાધિ તો સદા, સમાધિતોસદા—કૃષ્ણ૦
નામ ગેઉન પાયે ચાલે ( ૨ )
ત્યાલા યજ્ઞ પાહુલે પાહુલે, પાહુલે પાહુલે કૃષ્ણ૦
નામ રટત આસો આસી ( ૨ )
તે તો જેવલા ઉપવાસી, જેવલા ઉપવાસી - કૃષ્ણ૦
જે કોઇ રામ નામ ગાવે ( ૨ )
ત્યાલા તુકા વંદે પાયે, તુકા વંદે પાયે—કૃષ્ણ૦

## ૨૮

ભજ રામ રામ રામ રામ રામ રામ રામા (ટેક)
રામ નામ વેદ મુલ, તા સમ નહીં ઓર તુલ;
ભજત મિટત ત્રિવિધ શૂલ, છુટતહીં ભવગ્રામા—ભજ૦
રામનામ વિમલ નીર, સંતન સતસંગ ધીર;
ગાવત સુરનર મુનીવર, પાવત નિજ ધામા—ભજ૦
રામનામ કમલ ફુલ, સંતન મન ભ્રમર ભુલ;
ઝુમી ઝુમી પીવત, અમૃત કરી પાના—ભજ૦
રામ નામ નિરંકાર, તુલસીદાસ નમસ્કાર;
દીજે પ્રભુ ભકિતદાન, પલપલ હરિ નામા—ભજ૦

## ૨૯

સ્વામી સીતારામ કૃપાકર, કોન ભકિત કરી
હરિકો રીઝાવું—પ્રભુકો રીઝાવું—સ્વામી સીતારામ૦(ટેક)
જાકે ચરનસેં નિકસી સુરસરિત (૨)
તાકો કયામેં સ્નાન કરવું—સ્નાન કરવું
કોટિ ભાનુ જાકે નખકી શોભા (૨)
તાકો કયામેં રૂપ દિખાવું—રૂપ દિખાવું—સ્વામી૦

અનહદ બાજા બાજ રહે હય (૨)
તાકો કયામેં શંખ સુનાવું—શંખ સુનાવું
ચાર વેદ જાકે કંઠ બીરાજે (૨)
તાકો કયા ભાગવત સુનાવું-ભાગવત સુનાવું-સ્વામી૦

કામધેનુ જાકે કલ્પ વૃક્ષ હય (૨)
તાકો કયામેં ભોગ લગાવું—ભોગ લગાવું
લક્ષ્મીજી જાકે ચરન પલોટે (૨)
તાકો કયામેં દ્રવ્ય દિખાવું-દ્રવ્ય દિખાવું-સ્વામી૦

કમલ બદન જાકે શીશ ચંદ્રમા (૨)
તાકો કયામેં પુષ્પ ચઢાવું—પુષ્પ ચઢાવું
તુલસીદાસ બનત નાહીં એક (૨)
દાસનકો મેં દાસ કહાવું—દાસ કહાવું—સ્વામી૦

૩૦

ચાકર રાખોજીરે અમને ચાકર રાખોજી,
શામળીયા ગિરધારી લાલ, ચાકર રાખોજી;

હજુરી ચાકર રહેશુંજી (૨)
મોહન મોરલીવાળા બાપ, ચાકર રહેશુંજી.
ચાકરીમાં સમરણ માગું, દર્શન માગું ખર્ચી;
બાર ભકિત ઝાઝેરી માગું, ચાર વાતો સરખી-અમને૦

જપ કરવાને બ્રાહ્મણ સર્જ્યા, તપ કરવા સંન્યાસી;
ભજન કરવા સંત સર્જ્યાં, વૃંદાવનના વસી-અમને૦

રાઠોડા ઘેર દીકરી ને રાણાજી ઘેર નાર;
શામળીયા તારે કારણે, મેં તો છોડિદીધો સંસાર-અમને૦

ચાકર રહેશું ને બાગ બનાવશું, ને નિત્યનિત્ય સેવા કરશું;
બાઈમીરાં કહે ગિરધારીલાલ, રાધેગોવિંદગાશું-અમને૦

## ૩૧

મારા હાથ પડયા છે હેઠા હરી હવે શું કરૂં રે (ટેક)
સદ્‌ગુણ તો મેં કાંઇ ન જાણ્યું, સતસંગતનુંસુખનમાણ્યું;
યમ કિંકરના મુદ્‌ગળ તે તો મારશેરે-મારા૦

સુકૃત તો મેં કાંઇ ન કીધું, ખાઇ પીને ધનભેળું કીધું;
હારી બેઠો છું આજ હરિ હવે શું થશેરે—મારા૦
પરમાર્થ મેં કાંઇન કીધું, ગોવિંદ નામ મુખે નવ લીધું;
હારી બેઠો છું હાય ગતિ હવે શું કરૂંરે—મારા૦
પરનારી પરદ્વારે ભટકયો, ઇશ્વરને ચરણે નવ અટકયો
કેશવલાલની વિનંતિ પ્રભુ ઉર ધારજોરે—મારા૦

## ૩૨

કૃપા કરો કીરતાર, અમો પર કૃપા કરો કીરતાર;
હે પ્રભુ જગદાધાર, અમો પર કૃપા કરો કીરતાર.
તારી કૃપા વિના પ્રભુ, અમથી કાંઇ ન થાય (૨)
પણ જો તું જ કૃપા કરે, તો રંક બની જાય રાય-અમો૦
સાચા સેવક તાહરા, કદી ન થાય નિરાશ (૨)
એમ અમો મન માનીએ તુજ દાસોના દાસ—અમો૦
કર જોડી જન સૌ અમે, નામીએ તુજને શીશ (૨)
જાદવ માગે એટલું, હે જુગના જુગદીશ-અમો૦

૩૩

* કૃપા વિના પ્રભુજી કેમ કાર્ય સરેરે (ટેક)
કેમ કાર્ય સરે રે, કેમ કાર્ય સરે રે-કૃપા૦

અવલંબન આધાર તમારો (૨)
તમ વિના અમારા કષ્ટ કોણ હરેરે-કષ્ટ૦-કૃપા૦

જગત તણું રક્ષણ કરવાને (૨)
પ્રભુ પ્રતિજ્ઞા તમારી, કદી નવ ફરેરે-કદી-કૃપા૦

શરણ તમારૂં ગ્રહણ કીધું છે (૨)
ભવસિંધુ થકી તે તો, સત્ય તરે રે તે તો૦-કૃપા૦

૩૪

* શરણુંમારૂ છે તમારૂં પ્રભુજી મારે શરણુંમારૂ છેતમારૂં
અનુગ્રહ નાથ અપાર કીધાં છે (૨)
હૃદય થકી નાવિસારૂં,-હાંહાંરે પ્રભુહૃદયથકી૦-પ્રભુજી૦

પ્રતિપાલન પ્રભુ ધર્મ તમારો (૨)
સર્વ તણૂં કરો સારૂં-હાંહાંરે પ્રભુ સર્વ૦-પ્રભુજી-

નિષ્કૃતિ પાપ તણી કેમ થાશે, (૨)
નિંદ્ય કૃતિ જો નિવારૂં--હાંહાંરે પ્રભુ૦--પ્રભુજી૦
ભજનકરી ભગવંત અંતરમાં (૨)
મંગળ ધ્યાન હું ધારૂં-હાંહાંરે પ્રભુમંગળ૦-પ્રભુજી૦

## ૩૫

* સંકટ કોણ નિવારે નાથ વિના સંકટ કોણ નિવારે(ટેક)
ધર્મ કર્મ અમે નથી કીધા, આવ્યા શરણ તમારે,
દીનાનાથ વિના પ્રભુ અમને,દુઃખથી કોણ ઉગારે-નાથ૦
દયા ક્ષમાના ગુણ પ્રભુ ધારે, એ વિશ્વાસ અમારે,
મંગળમય પ્રભુપરમકૃપાથી, પાપ સકળ સંહારે-નાથ૦
દુષ્ટ વાસના દુર કરીને, જ્ઞાન વિવેક વધારે,
વિશ્વપિતા વિશ્વેશ અમને, ભવથી પાર ઉતારે-નાથ૦

## ૩૬

* સંકટ સર્વ હરો, ભવપતિ સંકટ સર્વ હરો (ટેક)
અપરાધો અતિશય મેં કીધાં (૨)
અનુગ્રહ પૂર્ણ કરો-એહાં અનુગ્રહ-ભવપતિ૦

અનન્ય ભાવથી રાખું તમારો (૨)
આશ્રય એક ખરો—એહાં આશ્રય-ભવપતિ૦

કર જોડી હું વિનતિ કરૂં છું (૨)
તે પ્રભુ ચિત્તે ધરો—એહાં તે પ્રભુ—ભવપતિ૦

કરૂણા દૃષ્ટિથી મુજ હૃદયે (૨)
પ્રેમળ ભક્તિ ભરો-એહાં પ્રેમળ—ભવપતિ૦

## ૩૭

* અન્ય નહીં પ્રભુ ત્રાતા,
તુજ વિના અન્ય નહીં પ્રભુ ત્રાતા૦
વિનય થકી હું વિનતિ કરૂં છું,
વિશ્વ તણા વિભુ ધાતા—તુજ૦

સર્વ રૂષિ મુનિ શુક સનકાદિક,
તુજ મહિમા ગુણ ગાતા—તુજ૦

દીન દયાળ તુજ કરૂણા વિના,
કોણ કરે સુખ શાતા—તુજ૦

આશ્રય એક તમારો મારૂં,
સુખ દુઃખના પ્રભુ દાતા—તું જ૦
સાષ્ટાંગે હું વંદું વિભુને,
પરમ પદ મંગળ દાતા—તું જ૦

## ૩૮

દુનીયાના દુઃખ નિવારો રાજ, દયા કરોને હવે દીનબંધુ.
જન પામ્યા છે પીડા પાકી (૨)
બનવાની ન રહી બાકી રાજ—દયા કરો૦

આ સંકટ તો નથી સહેવાતું (૨)
નજરે જોયું નથી જાતું રાજ—દયા કરો૦

એ ઈશ્વર છો તમે દીનસારી (૨)
મહારાજ કરો હવે મારી રાજ—દયા કરો૦

સૌ પામ્યા છે શિક્ષા પુરી (૨)
તેમાં જોતો નથી અધુરી રાજ—દયા કરો૦

ફરીથી મનમાં કોપ નહી ફુલે (૨)
ભવમાં આ દુઃખ નહીં ભુલે રાજ—દયા કરો૦

સુખ પામો સૌ ગામો ગામે (૨)
દીધી આશીષ દલપતરામે રાજ—દયા કરો૦

ક. ક. ડા.

૯૯

* શાંતિ શાંતિ શાંતિ પ્રભુ, શાંતિ સદા આપો-(ટેક)
પરમ કૃપા કરી કૃપાળ, ક્લેશકષ્ટ કાપો—શાન્તિ૦
શરણુ આવી વિશ્વનાથ (૨) વદન કરી જોડી હાથ;
સર્વ જપે ભક્ત સાથ, શાન્તિ સુખ આપો-શાન્તિ૦
કરૂણામય દૃષ્ટિ કરો (૨) હૃદય તિમિર સર્વે હરો;
મનવાંછિત અર્થ પુરો, સુણી તમે નિભાવો-શાન્તિ૦
જપી તમારૂં પુણ્ય નામ (૨) કરીએ તમને પ્રણામ;
સત્ય શુદ્ધ ધર્મ સકળ દેશ વિશે સ્થાપો-શાંન્તિ૦

## પદ.

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ,
સૌનું કરો કલ્યાણ (ટેક.)
નરનારી પશુ પક્ષીની સાથે,
જીવ જંતુનું તમામ-દયાળુ.
જગના વાસીઓ સૌ સુખ ભોગવે,
આનંદે રહી આઠો જામ-દયાળુ.
દુનિયામાં દરદ દુકાળ પડે નહીં,
લડે નહીં કોઇ ગામ-દયાળુ.
સર્વે જગે સુખકારી વધેને,
વળી વધે ધનધાન્ય દયાળુ.
કોઈ કોઈનું બુરૂં ન ઇચ્છે,
સૌનું ઇચ્છે સા સમાન-દયાળુ.
પોત પોતાના ધર્મ પ્રમાણે,
સર્વ ભજે ભગવાન-દયાળુ

**નારાયણ નારાયણ નારાયણ.**

આ ભજનસાગર મળવાના ઠે

(૧) શા૦ મણીલાલ વિ
બહારકોટ છીંપીચાલી ડા૦
તમ લક્ષ્મીદાસના માળામાં.

(૨) હરિલાલ છોટાલાલ
બહારકોટ કાવેલ શા૦ રણછોડ
અમથાના માળામાં. મુંબઇ.

---




[illegible] પ્રીંટીંગ પ્રેસ.